# દુકાળ.

સોરાબ પે૦ ન૦ વાડીઆ.

મુંબઈ.

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં

સેમ્યુએલ હાઈમ પ્રીંટરે છાપ્યું છે.

૧૮૫૭.

( "રાસ્ત ગોફ્તાર" પરથી ફેરફાર સાથે ફરી છાપ્યું છે. )

લખનાર:—સોરાબ પે. ન. વાડીઆ.

# આરતો દુકાળ.

## તે ઉપરથી દેશ સ્થીતિ વિષે ઉપજતા વિચારો.



"આકરા ભોંયભાડાંથી યા તો મેહેસુલ એકઠી કરવાની અઘટીત રીતિથી યા થોડા બ્યાજે જોઇતી થાપણુ નહી મળી શકવાથી યા રતુનાં અકસ્માતિક ફેરફારોથી યા બીજા કોઈ સબબોથી પાક થોડો ઉપજતો હોય, કે જેથી રૈયત-વર્ગ ખેતી કરવાને નાતવાન અને અશ્કત બને, એમ જો પુરવાર થશે, તો કોઈ પણ હક વાજબી ઉપાયોથી પ્રજા લાભમાં ખેતીવાડીની એવી પડત હાલત સુધારવાને, સરકાર પોતાની આઇન ફરજ સમજશે."

આપણા આગળા પ્રજાપ્રીય મહાપ્રતાપી હાકેમ લાર્ડ રિપનના આ શબ્દો છે અને ૧૮૭૭—૭૮ ના મધરાસના દુકાળ વખતે જે દુકાળ કમીશન નેમાયું હતું, તેના રિપોર્ટ પછી પ્રજાને શાંત કરવા સેક્રેટરી આફ સ્ટેટ લોર્ડ કીમબરલીના હોકમથી એ શબ્દો બોલાયા હતા.

૧૮૯૬—૯૭ નું હિંદુસ્તાન દુનીયાની તવારીખમાં એક સિહા સફ્રા રોકશે* મરકી, રેલ, રોગ, આગ વીગેરેથી તેણે હજારો જાન

* ૧૮૯૬ નાં અકટોબરમાં જ્યારે આ શબ્દો પહેલા વંચાયા ત્યારે કલકત્તાનાં હુલડનો યા ધરતીકંપનો, ચીતગોંગનાં ચક્રવાત (સાઇકલોન)નો, મુંબઈની વીજલીનો, માયસોર તરફનાં ભ્યાનક રેલવે અકસમાતનો, પુણાનાં ખુનો અને ફીતુરી ધરપકડનો, સરહદની લડાઇનો, બરમીઝ ઝલુનનો યા બીજા કીપોનો કોઈને ખ્યાલ હશે નહીં.

ખોયાછે અને સર્વેથી નેહસ્ત દૈત્ય તેનાંપર ચોમેરથી હાલ ઘેરો ઘાલેછે. એક ઈનસાનને હેવાન બનાવનાર દુસ્મને તેને કબજે કીધું છે, કેમકે એવું જણાવવામાં આવેછે કે પેટની આગ બુજાવવા અભણ ભુખ્યાંઓ બાળ બચ્ચાંનો ભક્ષ કરેછે. હિંદ સરજમીનમાં દુકાળનો ડરામણો દેવ દાચ્યુ ડમાવી દુ:ખની ઝેરી લબ સઘળી બાજુએ ફેંકેછે. એ દુકાળમાં આગળા દુકાળોને વીસરાવે એવા સંજોગો જણાયછે. હજુર તો ચોમાસું ખરી રીતે આજકાલ આખેર થયલું ગણાય અને તેજ તખતે અનાજની મોઘવારી, પાકનો નાશ, તથા ભુખમરાનો પોકાર શોર કરી રહયોછે, જેથી શિયાળો અને ઉનાળો આફતકારક બનશે. ત્યારે દેશની બાદશાહી સરકાર એ દુસ્મન સાથ લડવાને પોતાને જાગ્રત ચોકી કરતી જણાવેછે. ગામેગામથી દુસ્મનનાં આવી પુગાનું રણસીંગડુ ફુંકી ચુકુંછે અને ઇલાકેદાર સરકારો એ પેગામની ખબર લેવા રોકાયલા કેહેવાયછે. એક લડાઈ વેળા રાજની સલામતી ખાતર દુસ્મનને મારી હઠાડવા રૈયતપર આધાર રહેછે, પણ આ પેટની આગની લડાઇ તેથી ઉલટી થશે અને રૈયતમાં ખડા રેહવાનું જોર નહી હોવાથી રાજપર યાને આપણી સરકાર ઉપર સઘળો મદાર રહયોછે.

સુકાળના સાધારણ વખતમા આપણી રોજની જરૂરયાતો વગર તાસુબીએ નજર આગળથી વેહછે અને તેનાં મુળથી અજ્ઞાન રહીએ છીએ. હાલમાં દુકાળના સબબો અને તેની આગળી પાછલી તપાસવાનો પ્રસંગ આવ્યોછે.

આપણા દેશની ખેતી નાના નાના વીસતારથીછે, યાને ૨થી ૫ એકરનાં વીસતારનાં હજારો ખેતરો છે જે ત્રણ ભાગે વેંહેચાયલાં છે:— ધણીયાતાં, ભાડે લીધેલાં, અને ગીરવી મેલેલાં. આ દેશની ગરીબીથી, કેટલીક વેહમી રસમોથી અને મારવાડીઓના ભારે જુલમાટથી ગીરવી મેલેલાં ખેતરોની સંખ્યા મોટી છે. જે પછી ભાડે લીધેલાં ખેતરોની સંખ્યા આવેછે અને છેલ્લે ધણીયાતાં છે. એ સઘળાં ખેતરોથી સરકારને સારી આવક થાયછે. સરકારી એ આવક માટે ફરીયાદ ઝાજી છે અને એ જમીનના મેહસુલની રાજનીતિ ઇંગ્લંડની પ્રજાનું વારે ઘડીએ ધ્યાન ખેંચેછે. સર લુઇ મેલેના નીચલા સુખનો કહેલા છે:—

"....................................A system which sweeps into the coffers of the state 50 per cent. or more of the net produce of the soil, thus diverting a fund which in countries where property is absolute, would, to a great extent, find its way back again into channels of agricultural improvement."

આપણી ખેતીની નબલી હાલત સરકારની એ સખ્ગી આવક અને બીન-ધણીયાતા ખેતરમાં છે. ખેડુતો પારકી જમીનમાં મન-ગમતા સુધારા કરવાને નારાજી છે કેમકે બીજે વરસે તે ખેતર તેમને મળે કે નહી મળે અને પોતે સુધારો કરી જાય અને તેનો લાભ કોઈ પારકાને મળે એ તેમનાં અભણ ભેજાને રૂચે નહીં.

હિંદુસ્તાનની ગરીબાંઈ વિષે ડયુક ઓફ આરગાઇલ જણાવેછે કે યુરોપના કોઇ પણ મુલક કરતાં તે ઘણી વધુ છે:—

" But of chronic poverty and of permanent reduction to the lowest level of subsistance such as present only too widely among the vast population of rural India, we have no example in the Western World."

એ ગરીબીના સબબોએ આપણો ખેડુત વ્યાજખાઉ મારવાડીઓનો ભોગ થઇ પડયો છે અને તે છતાં તે સંતોષી, નીરદોષ કરકસરિયો રહયોછે પણ તેના સબબમાં ખેતીનો નાશ થાયછે. આપણા ખેડુતોની એ કંગાલિયત સરકાર પોતાના એક સત્તાધારી પોથામાં કબુલ કરેછે અને કહેછે કે " દુન્યાની તમામ ધર્તીમાં હિંદી ખેડુત અતિશય સંતોષી, સખત મજુરી કરનાર અને કેટલીક રીતે બાહોશ છે. નાહનપણથી તંગીમાં ઉછરેલો હોવાથી અને ટુંકા ભોજન અને નગન હાલતમાં જીંદગી લેવાની ટેવ હોવાથી ઘણી નીરજીવ કમઇ સારૂં તે જીવ પટકી મજુરી કરશે." એ નીરજીવ કમઈ બેથી ત્રણ રૂપડીની ગણાયલીછે જેટલામાં પોતાનું, ગાયઢોરનું, અને કુટુંબનું ગુજરાન તેને કરવુંછે; એવી કંગાલિયતથી ખેતીવાડીનો નાશ થાયછે.

મી૦ રોબર્ટ નાઇટનાં કેહવા મુજબ હિંદી જમીન ચાલુ અને જલદીથી પોતાની ગુણ –ખાસીયતમાં ઘસાતી જાયછે.

" The Soil of India is being constantly & rapidly exhausted."

લોર્ડ રિપને જણાવ્યું હતું કે " હિંદી ખેતીને સુધારવા ખેડુતોને, તેમનાં કુટુંબને, અને ઢોરને સારો ચારો આપવો, મજુરીનું

સારૂં દામ આપવું, ખેતરમાં નેહેરો ખોલવી અને સારાં હથીઆર અપાવવાં એ અવશ્યનું છે."

બીજા મુલકો માફક અંહીની ખેતીમાં સાંચાઓ વપડાસમાં આવતા નથી. પણ જે મુખ્ય સાંચા છે તે માસ અને લોહી છે—યાને માણુસ અને ઢોરની જાતી મજુરી છે. પણ એ કુદરતી સાંચાઓ નાચારીને સબબે એટલા કમજોર છે કે "હલકામાં હલકુ સાંચાં કામ તેને બદલે ખપમાં લેવાય તો ખેતીને સારો ફાયદો થાય" એમ સરકારનું મત છે, અને "માણુસાઇ ભલી લાગણીને, અને દેશની ખેતીવાડીની દોલત વધારવાની ફરજને સાચા નીવડવા, માસ અને લોહીનાં એ બે સંચાઓને સારી સ્થીતિમાં કેમ રાખવા એ સરકારને માટે અગત્યનો અને ગુચવણનો સવાલ છે."

એ માસ અને લોહીની જાતીમજુરી સુર્યના ફાટવાથી, મધ્યાંનનાં તપોટામાં અને છેક સુર્ય અસ્તવેર ફકત એક લંગોટપર ખડે પગે ખેતરનાં કામમાં રેહેશે અને આખા દહાડાની જંજાળ પછી ખુશી ચેહરે ૨–૩ કોશ મંજલ કાપી પોતાને ઘેર જશે. જેમ એક સાંચા કામના જુદા જુદા ભાગો પોતાનું કામ બજાવ્યા જાય તેમ તેનું શરીર નિયમીત કામ કરયું જશે. દાખલા તરીકે જ્યાં ઢોર અને કુવાથી ખેતરમાં પાણી ચલાવવામાં નહીં આવતું ત્યાં એક પાણીવાલાં ખબોચ્યાંમાંથી યા વરશાદનું પાણી જમાવ કીધેલું હોય ત્યાંથી એક ટોપલીને બે છેડે દોરીથી બાંધી એક એક છેડો પકડી બે આદમી ઉભાં રેહછે, અને ખાબોચ્યામાં ટોપલી પડી કે ખાલી થાય

એ બે વચ્ચે એકજ હીચકો આવેછે, અને તે આંખના પલકારામાં બને છે. એક પલમાં આ મીશાલ ૨૫-૩૦ વેલા પાણી કહાડતાં અમે ગણેલું છે. ટોપલીને જગે કોઈ વાસણ હોય તો પાણી વધુ નિકલે, કેમકે ટોપલીમાંથી પાણી ગળી જાયછે પણ તે ભારી હોવાથી આટલી સેહલાઈથી હાથ વળી શકે નહી. આખા દહાડાની એ રીતીની મેહનત પછીજ આખાં ખેતરમાં પાણી પહોંચાડી શકાય અને તેવી મેહનત માટે ફકત એકજોડ મજુર રોકાયછે.

આપણા દેશના દુકાળો પાણીની ટીપણીથી અને પાણીની સીપણી યા અતી પ્રવાહથી છે. હાણનો દુકાળ એ બને સબબોથી છે. ધોધમાર વરસાદથી જેમ પાક ઉગી નિકળ્યો તેમ ભારે સુર્ય તાપથી તે બળી ગયો અને છેડેનાં વસાદની ગેરહાજરીથી પાછલા યાને રવી પાકની વાવણી થઈ નહી. છેક છેલ્લા દુકાળવેર સરકારનું અજ્ઞાનપણું એવું હતું કે જો એક ખેતર ખેડયું તો રૂતુના ગમે એવા ફેરફાર સાથ એકર દીઠ ૩૦-૩૫ બુશલ અનાજ પાકવો જોઇએ.

હિંદી ખેતરોની ઉપજ ઝોંકા ખાતી છે વરશાદ સારો થયો તો ઉપજની લીલાલેહર અને નહીતો કંઈએ નહીં સાધારણ રીતે ગરમી યા ઠંડી પાકપર અસર કરેછે પણ પાણીની સારી વેંહચણી થઈ તો રૂતુના ફેરફારની પરવાહ નહી.

આપણા દુકાળોના અટકાવના જુદા જુદા કારણોમાં નીચલા ચાર અગત્યનાંછે: (૧) મુખ્ય નેહેરનાં બાંધકામ, કેમકે નેહેરની આસ-પાસ ઘણાં મૈલ દુર જમીનમાં ભીનાશ રહી શકેછે અને કેટલેક

ઠેકાણે ઘણે દુર જમીનમાં પાણી જમાવ થઇ આજુબાજુના ઝરાઓને મદદ કરેછે (૨) જુદી જુદી પાકવાલી જગ્યાઓને રેલવેથી જોડી નાખવી કે જેથી કમ પાકવાળી જગાઓને પુરતો દાણો ઝડપમાં પહોંચાડી શકાય, અને મજુરીને ઉત્તેજન મળે. (૩) ઢોરો માટે દાણો ઉગાડવાની સવલતા રાખવી યાને જે પડત જમીન અનાજની ખેતીને અનુંસરતી નહી હોય, તેને સુધારી ત્યાં ઘાસચારો અને બળતણ ઉગાડવાના સરકારી અખતરા થવા જોઇયે. (૪) કેટલીક જગ્યાની ગીચ વસ્તીને મજુરી શોધવા જવા પારકા મુલકની લાલચ દેખાડવી.

૧૮૮૮ માં પાર્લામેંટનાં કેટલાક ભલી લાગણીના સભાસદોની ખંતથી હિંદુસ્તાનના કરોડોની સ્થીતિની ખબર મેળવવાને એ બાદશાહી સભાએ આપણી સરકારને તાકીદ કીધી હત્તી અને હિંદુસ્તાનની સરકારે એક ઠરાવ બાહેર પાડયો હતો, જેમાં લોકોની ગીચ વસ્તી અને તેની ભુખી હાલતના દાખલા જુદા જુદા પ્રગણાઓમાં ધ્યાંન ખેંચતા જણાવ્યા હતા અને તેમાં ખેડુત વર્ગની બારીક હાલત ખુલ્લી બોલાઇ હતી કેઃ—

"Of the agricultural population, a large proportion, say 40 per cent, are insufficiently fed, to say nothing of clothing and housing."

હિંદી મુલક ૧૫ લાખ ચોરસ મૈલનો છે જેમાં ૬ લાખ મૈલ દેશી રાજ્યોના અને ૯ લાખ મૈલ બ્રિટિસ સલતનત હેઠલ છે. હિંદુસ્તાન ૨૯ કરોડની વસ્તીનું રેહઠાણુ છે. જેમાં ખેડુત વર્ગનું

પ્રમાણુ ૫૬ ટકા, મજુર વર્ગ ૧૬ ટકા, ધંધાદારીઓ ૧૮ ટકા અને ૧૦ ટકા જુદી જુદી નોકરીવાળાઓનાં ગણ્યાં. એટલે હિંદની અર્ધ કરતાં વધુ વસ્તી ખેડુત વર્ગની છે, જેઓમાંથી આગલ જણાવ્યું તેમ ૪૦ ટકા ઉપરને પુરતો ખોરાક પણ મળતો નથી; યાને આપણા મુલકનો લગભગ અરધ ભાગ ભુખે ટવલતાં આદમીઓનો છે.

સાધારણ રીતે એક વર્ષમાં ૨૯ કરોડની વસ્તીમાંથી ૯૯ લાખ મરણ નિપજે છે. એ હિસાબે હજારે ૩૫ મરણ જ્યારે થયાં, ત્યારે છેલા દુકાળ વેળા તે પ્રમાણમાં ૪૦ ટકાનો વધારો હતો.

દુકાળના અટકાવનાં ચાર ઇલાજો જણાવ્યાછે જે ઉપરાંત કેટલાકો બીજા બે જણાવેછેઃ તે ખેતીવાડીની કેળવણી આપનારી સરકારી નિશાળો અને નિકાશ થતા અનાજ ઉપર આંકોશના છે. મુંબાઇના એક આગળા ગવરનર સર બાર્ટલ ફ્રીઅર "ભવિષમાં દુકાળનાં અટકાવનું શું કરવું" એ નામની ચોપડીમાં અનાજની નિકાશનો અંકોશ સરકારથી નહી બની શકે એમ જણાવે છે.

નેહર અને પાણીનાં બાંધકામને દુકાળનાં અટકાવમાં ખાશ અગત આપવાનું મુળ, દુકાળનું મુળજ, પાણીની અછતમાં છે. પાણીનાં બાંધકામ ત્રણ મરતબે ફાયદાકારક છે.—(૧) સરકારી આવકને (૨) ખેતીવાડીને (૩) અને દેશને. ૧૮૨૭ માં મદરાસમાં તાનજોર તરફ દુકાળનો કંઈક ભય હતો અને તે વેળાની સરકારે તુરતજ કાવેરી નદીને લગતી નેહરનું બાંધકામ હાથ ધરયું અને તે પાછલ ૨૫ થી

૩૦ લાખ રૂપિયો ખરચ્યો જેથી ત્યાંથી દુકાળની હસ્તી નાબુદ થઇ એટલુંજ નહી પણ તંગીનાં વરસોમાં આસપાસની જગ્યાઓને પણ એ બાંધકામથી લાભ મળેછે; અને સરકારી જમીનની વાર્ષિક આવક જે એ બાંધકામ આગમજ ૪૦ લાખ રૂપિયાની હતી તે વધીને આજે ૭૦ લાખની થઇ છે. વળી દુકાળનાં દિવસોમાં સરકારને જગાવેરો અને પાણીનો કર માફ કરવાની ફરજ પડેછે અને તેવા સાલમાં સરકારી મેહસુલને ખોટ જાયછે તેનો પણ નેહરોથી અટકાવ થાયછે. પાણીનાં બાંધકામથી ખેતીવાડીને અને ખેડુત વર્ગને જે ફાયદો થાય તે ઉપરાંત જમીનની હાલત સુધરેછે અને દેશને ફાયદો થવા ઉપરાંત ભવિષમાં દુકાળ સાંમે એક રીતનો વીમો રહેછે એમ કર્નલ ચેસનીની એક નોંધ છેઃ—

"But the surpassing value of irrigation in India is to be found in the insurance it effects against the horrors of famine."

આપણા મુલકની સ્થીતિ તરફ જોતાં આપણી કેટલીક મોટી નદીઓ ખેડી શકાતી નથી એ એક અચરતીની બાબત છે; કલકત્તાની હુગલી નદી ખેડી શકાતી બનાવવાની વારેઘડીએ સુચના થઇ છે. એ હુગલી તેમજ ગંગા નદીઓ, તેમાં કેટલેક ભાગે સપાટી ઉપર રેતીવાળી જમીન હોવાથી વહાણનાં માર્ગને માટે ખુલ્લી કરાતી નથી.

આપણા મુલકને ગરમ (Tropical) મુલક કેહવાનો મુખ્ય સબબ ઉનાળામાં ઉતર તરફના ભારે ઉકલાટનો અને શિયાળો જોઈએ એવો થંડ નહી હોવાનો છે.

આખા મુલકમાં વર્શાદનુ માપ પણ કેટલું દામાડોલ છે તે જાણવું અગત્યનું છે. પાહડી જગ્યાઓની આવરેજ માપણી ૨૫૦ ઇંચની છે, ત્યારે હિમાલ્ય પાહડની તલેટીએ તેમજ બંગાલાના પ્રાંતમાં તે ૧૦૦ ઇંચની ઉપર જાયછે. પશ્ચિમ તરફ ઘાટની બાજુએની આવરેજ ૭૦ થી ૮૦ ઇંચની છે. પંજાબ અને વાબ્યખુણાના પ્રાંતોની આવરેજ ૪૦ ઇંચની ઉપર છે. કાઠિયાવાડ, દખણ, અને માઈસોર પ્રાંતમાં તે ૩૦ થી ૪૦ છે અને સિંધ અને રજપુતાણાનાં કેટલાક ભાગોમાં તો માન માન ૧૫ ઇંચ વર્શાદ થાયછે. આ આંકડા ઉપરથી એવું અનુમાન થાય કે જ્યાં વર્શાદ થોડોજ પડે છે ત્યાં મોઘવારી ચાલુ હોવી જોઇયે. પણ તેમ નથી, કેમકે એ થોડા વર્શાદની જગ્યાઓ નદીઓવાળી જગા છે અને તેથી નદીના પાણી ખેતીને મદદગાર છે, વલી પાહડો ઉપર વર્શાદ ઘણો પડે એ અવસ્યનું છે કેમકે નદીઓ એ પાહડનું પાણી છે, જેમકે હિમાલયનાં શિયાળાના બરફના પાહડો તે ઉનાળાનાં નદીનાં પાણીના મુળ છે. ખરી મોઘવારીની અને દુકાળની જગ્યાઓ ઘણા વર્શાદવાળી છે કેમકે તે તરફનો પાક સઘળો વર્શાદને સબબે છે અને થોડો વર્શાદ એ દુકાળનું કારણ થઇ પડે છે.

દેશીઓનો ખાશ ખોરાક ચોખા છે અને એક એકરે ૧૨૦૦

રતલ ચોખા ઉતરી શકે એવી ગણત્રી થએલી છે. આપણા મુલક-નો ચોખો તેમજ ઘઉં બીજા મુલકના એ અનાજ કરતાં કઉવતમાં ચઢિયાતો ગણાય છે, તોપણ તે બીજી જાતનાં અનાજ કરતાં ઉતરતો છે અને તેથી ચોખો ખાનાર હિંદી મજુર નાતવાન ગણાય છે. હિંદીવાનો એવો નાતવાન અનાજ ખાવા છતાં પણ એક રીતની સરસાઈ ભોગવેછે અને તે થોડા ખોરાકપર સબુરી પકડવાનો ગુણ છે, જે વિષે સરકાર પોતે કબુલ કરેછે કે દિવસમાં એકજ ખોરાક યા કોઈ વેળા બે દિવસે એક ખોરાક હિંદી ખેડુત ખાઈને સંતોષ પામેછે. બિહારના એક કલેકટરના કહેવા મુજબઃ—

"The ryots have enough food to support life and to enable them to work, but they have to undergo long fasts, having for a considerable part of the year to satisfy themselves with one full meal in the day."

યુરોપ તરફના મુલકોમાં પણ વારેઘડીએ દુકાળ અને ખોરાકીની તંગી હોયછે પણ તે જુજ દાખલાઓ છે અને એશીયા ખંડનાં દુકાળો જેવા સખત જણાયલા નથી. આપણા મુલકના દુકાળો યા ખોરાકીની તંગી, યા પાણીની ટીપણી જે પ્રકારે આફતકારક બનેછે તે પ્રકારના બીજા કોઇ પણ મુલકના થએલા તવારીખપરથી જણાતા નથી, અને તેનાં સબબમાં હિંદી ન્યાત જાતનો ફરક મુખ્ય ભાગ બજાવે છે. આપણા ખેડુતો ભુખે મરશે પણ તેઓ વેહમ પડતા ખોરાકને હાથ લગાડશે. નહી. તેના ધર્મ પ્રમાણે તે માસ યા જાનવરી ખોરાકને

અડકશે નહી. વળી આપણા મુલક ખાતે પ્રદેશી અનાજ સેહલથી આયાત થતો નથી, અને વસ્તીનું વધતું જતું પ્રમાણ ઘણું મોટું છે યાને સેંકડે વર્ષે દહાડે એક આદમીની વસ્તી વધેછે, જેથી કેટલેક ઠેકાણે એક ચોરસ મૈલે ૮૦૦ થી ૧૦૦૦ આદમીની રાસ આવેછે.

હિંદુશાસ્ત્ર પ્રમાણે ધણીયાતી જમીનમાં દરેક છોકરાનો ભાગ પડવો જોઇએ અને તેથી એક ખેતરનો ટુકડે ટુકડો જુદો પડવાથી અને તેની નિપજમાં ચાલુ ભાગ વધ્યો જવાથી ખેતીવાડીની ગરીબાઇ વધતી જાયછે ૧૮૭૯ ની પાર્લામેંટરી બ્લુ બુકમાં "હિંદુસ્તાનની હાલત" વિશે સર જેમ્સ કેર્ડ તરફની નીચલી નોંધ મળેછે—

"An exhausting agriculture and an increasing population must come to a dead lock."

ઉપલા સબબોથી અને દાણાચારાની ગેરહાજરીમાં ગાય ઢોરનું મોટી સંખ્યામાં નાશ પામવું આપણા દુકાળની સખ્તાઇ વધારે છે.

## ચાલુ સદીના દુકાલોનું એક સામટું ચિત્ર.

ઈસવીની ચાલુ સદીમાં નાનાં મોટા ૧૮ દુકાલ થઇ ગયા છે. અને તે આગમજનાં બે દુકાળ તવારીખમાં નોંધ પામ્યા છે, અને તે આપણું વીશેશ ધ્યાન એમ ખેંચે છે કે ૧૭૭૦ નો દુકાલ એટલો સખત થયો હતો કે તે વેળાની હિંદી વસ્તીનો લગભગ ત્રીજો ભાગ યાને એક કરોડ ઉપર આદમી તેના ભોગ થઇ પડયા હતા. જે પછી ૧૭૯૧ દુકાળનું સાલ હતું જે સાલમાં મધરાસની સરકારે પેહલવેહલું "દુકાલ નિવારણ બાંધકામ" હાથ ધરયું હતું.

ચાલુ સદીની શરૂનાં બીજાંજ સાલમાં મુંબઈ ઇલાકામાં નોર્થવેસ્ટ પ્રોવીનસીસ, હેદરાબાદ અને મધરાસમાં દુકાળ દેખાયો હતો અને તેથી સરકારને મેહસુલનો મોટો ભાગ છોડી દેવા ઉપરાંત અનાજની આયાત કરનારાઓને ઉછીકું નાણું તથા નાણાંની ભેટ આપવાની ફરજ પડી હતી. એ દુકાળમાં અધિક માસ પીંડારાઓ અને જશવંતરાવ હોલકરનાં સિપાહોએ લુટ ચલાવવાનો હતો.

એ પછી ફરીથી ૧૮૦૭માં મધરાસ ઈલાકો દુકાળનાં વમળમાંથી પસાર થયો અને આ વખતે મધરાસ શેહેરમાં લોકોનાં ટોળેટોળાં ઉતરી પડયાં, કેમકે દુખીઓને સહાય થવાનું એક ફંડ ત્યાં ઉભું કરવામાં આવ્યું હતું. સરકારે પોતાણે હિસાબે કેટલોક અનાજ આયાત કરવાની વેપારીઓને ઉત્તેજન આપી હતી પણ તે અનાજ આવી પોહચે એટલાં સારો વર્શાદ થવાથી ખોટે તે વેચવો પડયો હતો.

૧૮૧૨માં મુંબઈ ઇલાકામાં ગુજરાત દુકાળનું મથક થઈ પડયું હતું પણ તે ઝાઝો સખત હતો નહી અને સરકારે કંઇ પણ અનાજની મદદ કરવાને મધરાસનાં અનુભવથી ખુલ્લી ના પાડી એવું જણાવી કે એ ખોટનો વેપલો છે.

૧૮૨૪માં રજપુતાણામાં તંગી માલમ પડી હતી અને એ આગમજનું સાલ મધરાસમાં અને એ પછીનું સાલ નોર્થવેસ્ટ પ્રોવીનસીસમાં તંગીનું હતું

૧૮૩૩માં મધરાસમાં પાછો દુકાળ ઉભરી નિકળ્યો અને તેની અસરથી ૫૦ લાખ આદમીઓ નાચાર થઈ પડયાં હતા.

સરકાર પણ એ આફતની સામે થવા તૈયાર હતી નહીં અને ગેનતુર પ્રાંતમાં ૫ લાખની વસ્તીમાંથી ૨ લાખ મરણ નિપજેલાં નોંધાયાં હતાં. એ દુકાળ પછી ઉતર હિંદમાં તુરતજ પાણીની ટીપણી ચાલી હતી.

તે પછી ૧૮૩૭ માં ઉત્તર હિંદ એક મોટા દુકાળમાં સપડાયું અને અલાહબાદ, દીલ્લી, કાનપોર, આગ્રા, જયપુર તંગીના મથક થઈ પડયાં. એ દુકાળ ઘણો સખત નોંધાએલો છે અને અનાજની લુટ, ખેડુતોનું હુલડ વગેરેથી વધુ નુકસાન થતું ચાલ્યું. સરકારને ૯૫ લાખ રૂપિયા (મેહસુલની અરધી રકમ) જગાભાડાંનાં માફ કરવા પડયા, અને તે ઉપરાંત ૧ લાખ માણસને ૨૦ લાખ રૂપિયાને ખરચે જુદાં જુદાં બાંધકામે લગાડવાં પડયાં, જે ઉપરાંત ૩।। લાખનું ખાનગી મદદનું ફંડ એકઠું કરવામાં આવ્યું હતું. મરણોની સંખ્યા ૧૦ લાખની ગણાયલી છે. એ વખતમાં સાધારણ ચોખો રૂપિયાનો આંઠ શેર જેટલો મોંઘો થયો હતો.

એ પછી ૧૭ વર્ષે ૧૮૫૪ માં મધરાસનાં બેલારી પ્રાંતમાં પાછો દુકાળ ઉભરી નિકળ્યો અને ૫૦ હજાર આદમીઓ તેમાં સપડાયા. એ વેળા ઢોરોનો મોટો મરો થયો.

૧૮૫૭ નાં બળવાથી અને તે પછીનાં બે સાલ કમ વર્શાદનાં થવાથી ૧૮૬૦ માં પંજાબ, નોર્થવેસ્ટ પ્રોવીનસીસ અને રજપુટાણામાં દુકાળની મોંઘવારી પ્રગટી નિકળી. જ્યારે દીલ્લી, આગ્રા અને અલવારનું દેશી રાજ દુકાળનાં સખત સપાટામાં સપડાયું અને ૫) લાખ જીવ નીરાધાર બન્યા હતા અને તે વેળા ૨૫ લાખની એ શેહરોની વસ્તી-

માંથી ૨) લાખ મરણુ થયાં હતાં. વળી એ દુકાળ વેળા કોલેરા ઉભરી નિકળ્યો હતો. જાણુવાજોગ બીના એ છે કે દુકાળની આવી સખતાઈમાં ગુનાહનું પ્રમાણુ સેહજ પણ વધ્યું હતું નહી. એ દુકાળ વેળા કર્નલ બેર્ડ સ્મીથને દુકાળને લગતી તપાસ કરવાને ખાસ નેમ્યો હતો અને તેની ચારવણીથી ઇંગ્લંડમાં એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું ; જ્યાંથી ૧૭ લાખ રૂપિયા ઉપરની મદદ મળી હતી અને આ દેશ ખાતેથી બીજા ૧૫ાા લાખ રૂપિયા ભરાયા હતા જે નાણામાંથી ૯ મહિનાં તુલીક રોજના ૮૦૦૦૦ જીવને જાળવવામાં આવ્યાં હતા. એ દુકાળ વેળા ૭ લાખ એકર જમીનને પાણી મળી શકે એવી મોટી જમના અને ગંગા નદીની નેહરોનું બાંધ કામ શરૂ થયું હતું.

૧૮૬૬ માં મદ્રાસ, બંગાલા, બહાર અને ઓરીસા દુકાળમાં પકડાયાં અને તે પણુ બે વરસ ચાલુ રહયો, જેથી ૨૭ લાખની ત્યાંની વસ્તીમાંથી ૧૦ લાખ મરણુ નિપજ્યાં.

૧૮૬૮ માં રજપુતાણા, મધ્ય હિંદુસ્થાન, અને પંજાબ એ આફતમાં સંકડાયાં અને મુંબઈ ઈલાકામાં ખાનદેશ અને અહમદનગરમાં વર્સાદની ગેરહાજરથી મોઘવારી ચાલી જ્યારે અમદાવાદ તથા ખેડામાં રેલ આવવાથી અનાજની મોઘવારી થઇ ગઇ.

બેહાર પ્રાંત ૧૮૭૩ માં ફરી દુકાળમાં વીંટાયું અને તે સાથે આઉદ અને નોર્થવેસ્ટ પ્રોવીનસીસમાં મોઘવારીની અસર થઈ.

તે પછી ૧૮૭૬–૭૯ નો છેલ્લો દુકાળ સઘળે નાશ અને પાયામાલી મુકી ગયો જે વિશે આવતા અંકમાં વિગતે જણાવશું.

## છેલ્લો દુકાળ.

૧૮૭૬ નો વર્શાદ સારો નિવડયો નહી અને દુકાળ ચોમેર ઘુરકતો ઉભો હતો, પણ સરકાર બેફામ હતી. કેટલાક મોટા સરકારી અમલદારો દુકાળની હસ્તી ના પાડતા હતા, તે એટલાવેર કે જ્યારે મધરાસના ગવરનર ડયુક ઓફ બકીંગેમે, લોર્ડ લીટનની સિમલાની વડી સરકારની દુકાળ નિવારણનાં કામો તાકીદે હાથ ધરવાની પરવાનગી માંગી, ત્યારે વડી સરકારે તુર્ત તાર મારફતે એવા ખર્ચાળુ કામ હાથ નહી ધરવાને મનાઈનો હોકમ કર્યો. એ ૧૮૭૬ ના અકટોબર માસની આખેરીની વાત છે, કે જ્યારે સઘળેથી એવી અટકળો થતી હતી કે બીજા ૧૫-૨૦ દિવસમાં વર્શાદ થશે. પણ વર્શાદનું કેયે નામ ન હતું, અને મધરાસ દુકાળનાં સપાટામાં બીલકુલ સીકડાઇ ગયું હતું.

આણીમેર જ્યારે લોક ભુખે મરવાનો પોકાર ગાજી રહયો ત્યારે તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૭ ને દિને બખતાવાર માતુશ્રી વિકટોરયાએ "હિંદનાં શાહનશાહબાનુ" નો ખેતાબ ધારણ કર્યો તેની જય પોકારવા વડી સરકારે ઇલાકેદાર સરકારોને અને શ્રીમંત શેઠ શાહુકારોને "દિલ્લી દરબાર" માં હાજર થવાને નોતરાં બાહેર પાડયાં.

જ્યારે પ્રજાનાં ઘરમાં આગ સળગી ત્યારે સરકારનાં ઘરમાં નાદનગારાં અને ઠાઠમાઠ, ખાણીપીણી અને રોશનીનો ઝળકાટ ચાલી રહયો.

પણ આતો દુન્યાનો એક સાધારણ બનાવ છે. અને તે ક્ષણભંગુર દુન્યાને ખુલ્લી પાડે છે. એવું કેહવામાં આવે છે કે

આજની સુધરેલી દુન્યામાં પણ માનસાઈ વસ્તીનો અરધો ભાગ કેવી હાલતમાં જીવે છે તેનું ટણખાભાર જ્ઞાન બીજા અરધા ભાગને નથી. આપણી કુદરત દુઃખ અને સુખની ભેલ વગર રહી શકે નહીં. માનવની ગમે એવી મોટાઈ વચ્ચે પણ એક કટરો ખલલનો રેહેવાનો, કેમજે સંપુર્ણ જેમ કોઈ ચીજ નથી તેમ માનવ નથી. વળી અસ્ત અને ઉદયનો અચલ નિયમ જાએજ છે.

હિંદી તવારીખનો એક સફો જ્યારે એ દિલ્લી દરબારની બાદશાહી અને મોટાઈ ચિતારે છે ત્યારે બીજો સફો સરેહ કરે છે કે એટલા વખતમાં દુકાળથી ૬૫ હજાર કીમતી જાનો બેજાન થયા હતા.

પણ હજીતો એ વરઘોડો ઘરે જઈ પુગ્યો નહી કે તુર્તજ તા૦ ૫મી જાનેવારીને દિને સરકારી સલાહકારીઓ અને ઓધેદારોની એક ઉતાવળી અને અગત્યની સભા એ દરબારવાળી જગામાં મળી અને દુઃખ અને આફતનાં હેવાલો બાપોકાર બોલાયા. એ દુકાળનાં દુશ્મનને મારી હઠાડવા સરકારી તીજોરીને ખુલ્લી મેળવાની સઘળી ગોઠવણ થઈ. ૧૮૭૩ નાં બંગાલનાં દુકાળ વેળા લોર્ડ નોર્થબ્રુકનાં હાથમાં દેશની લગામ હતી અને એ દુકાળનું જોર કમતી કરવાને એ વાયસરાયે ઘણી કુનેહ અને હોસ્યારી બતાવી હતી. તે પછી લોર્ડ લીટને આપણાં રાજખાતાંની લગામ હાથમાં લીધી અને પોતાણા ઢંગઢડા વગરના હુકમો અને મદરાસ તથા મુંબઈના ગવરનરો સાથની ટપાટપીથી કંઇક નામનાં મેળવી હતી.

એ દુકાળ ઘણો આફતકારક થઈ ગયો છે તેનાં કારણમાં લોર્ડ લીતનની સરકાર કેટલાક ઠપકાને પાત્ર છે. નિવારણનાં

તુર્ત હાથ નહી ધરવાનો ઉપર કહેલો પોતાનો મનાઈનો હુકમ ભૂલભરેલો હતો એમ આગળ ચાલતાં એ સરકારને કબૂલ કરવું પડયું હતું. મધરાસના ગવનરે વડી સરકારના એ હુકમને કેટલેક દરજ્જે માન્ય કીધો, જેનાં પરિણામમાં મધરાસમાં સંકટનો કંઇ સુમાર રહયો નહી, ત્યારે મુંબાઈના ગવરનર સર ફિલીપ વોડહાઉસે એવા હુકમને રૂખ નહી આપતાં તંગીના વખતમાં પ્રજાને રાહત આપવાના સામન્ય હુકમનો અર્થ પોતાની મરજી પ્રમાણે કરી, નિવારણનાં મોટાં બાંધકામો હાથ ધરયાં. પાછળથી મધરાસના ગવરનરે પણ કંઇક હિમત કરી વડી સરકારની પરવાનગી વગર ૪ થી ૫ લાખ ગુણ ચોખા એક અંગ્રેજ પેહડી પાસ ખરીદવાનો ખાનગી કબાલો કીધો, ચોખા ઉપરની આયાત જગાત દુર કીધી અને બીજાં કેટલાંક કામ હાથ ધરયાં.

આ ઉપરથી વડી સરકારે પોતાને ખસુનમ લાગેલું જોઈ એક તોર શોધી કાહડયો, અને સર રીચર્ડ ટેમપલને એક ડેલીગેટ તરીકે દુકાળવાળા ઈલાકાઓ અને તાલુકાઓમાં જાતી તપાસ અને દેખરેખ રાખવાનાં બાહણાં હેઠળ પેહલાં મધરાસ મોકલ્યો. મધરાસની સરકારનાં કામપર અંકોશ મેળવાને તેને કેહવામાં આવ્યું હતું. સર રીચર્ડ ટેમપલ પોતાને સોંપેલાં કામમાં પ્રજાને ઘણો અળખામણો થઈ પડયો, કેમકે દુકાળનાં પ્રમાણુ માટે તેણે પેહલાંથી પોતાનું મત બાંધી લીધું હતું અને દરેક હેવાલમાં સહરાગાત ઘણી છે એમ તે જાહેર કરતો ગયો. વળી તેણે અમલદારો સાથ તુંડાઈ કરવાના પણ દાખલા ...યાછે અને જ્યાં ફાવ્યું ત્યાં એક તરફી હોકમ કરતો ગયો.

મુંબઈના ગવરનરે તો તેની યાદીઓ અને વિગતોનું ખોટારૂં જાહેર છાપામાં અને વડી સરકાર જોગા એક ખાસ ઠરાવમાં ખુલ્લુ પાડ્યું. એ છતાં એક અવાજે કબુલ થયું હતું કે દુકાળવાળી એવી એક પણ જગ્યા નહી હશે કે જ્યાં એ ખાસ ડેલીગેટ જાતે જઈ આવ્યો નહી હોય. વળી સરકારી તીજોરીને ફાયદાકારક કેટલીક રીતિઓ એના સુચવવાથી અમલમાં મેળાઇ અને સંકટ નિવારણનાં કેટલાક લખલૂટ ખરચો ઉપર ઘટતો અંકોશ નખાગો. સર રીચર્ડ ટેમપલ દુકાળ આગમજ વાયસરાયની કાઉન્સીલનો નાણાકારી પ્રધાન તથા મુંબઈના ગવરનરની ખાલી પડનારી બેઠક માટે ઉમેદવાર હતો, અને એ દુકાળના વખતની તેની સેવાઓની પિછાણમાંજ તેને મુંબઇનો ગવરનર નેમવામાં આવ્યો હતો.

દુકાળના વખતમાં પૈસો હોય તોપણ નકામો થઇ શકેછે, કેમકે મોઘા ભાવે પણ ચોખા મળી શકે નહી; અને તેથી સંકટ નિવારણનાં કામ ઉપર રોકાયલા મજુરોને પૈસો આપવા બદલે અનાજ આપવાનો સરકારે ઠરાવ કીધો અને તે નીચલા કોઠા મુજબ અમલમાં મેળાયોઃ—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| મરદને | ૧ રતલ ચોખા, | અને નીમક | ઘી, | વગેરે | માટે | ૧ | આનો. |
| ઓરતને | ૧ | ,, | ,, | ,, | ,, | ,, | ૦॥ ,, |
| બચ્ચાંને | ૦॥ | ,, | ,, | ,, | ,, | ,, | ૦॥ ,, |

પેહલાં ૧ રતલને બદલે ૧॥ રતલ ચોખો આપવામાં આવતો હતો પણ પ્રજા અવાજની દરકાર વગર સર રીચર્ડ એકજ રતલ દાણો આપ-

વાનો ધારો પાડયો જે ઉપરથી સીલોનનાં એક છાપાએ એ ખાણુાની અને એક બંદીવાનનાં ખાણાની નીચે મુજબ સરખામણી આપીઃ-

| | |
|---|---|
| સંકટ નિવારણના સરકારી મજુરને, | જુવાન અપુ, તે એક સગાનું માથું ફાડી નાખનાર ગુનેહગારને, |
| ૧૬ આંઉસ ચોખા અને | રોટી ...... ૪ આઉંસ. |
| ૧ આનો રોકડો. | ચોખા ...... ૨૦ ,, |
| | માંસ ...... ૫ ,, |
| | તરકારી ...... ૪ ,, |
| | દાળ ...... ૨ ,, |
| | ઘી, કાંદો, મરી, મીઠું વગેરે ...... ૫ાા ,, |

જોકે આ દુકાળ મધરાસ, મુંબઇ અને ઉત્તર હિંદુસ્તાનમાં એકી વખતે શરૂ થયો હતો, પણ થોડા વખતમાં મધરાસનો જબરો મરો થયો, દુકાળ અને રોગથી એક પછી એક ગામડાં અને તાલુકા નાશ પામ્યા, અને ગાય ઢોર, બે આનાની નહી જેવી કીમતે વેચાવા લાગ્યાં, અને મોટી વસ્તીવાળી જગ્યાઓમાં શોધ્યા માણુસ નજર પડે નહી એવો હાલ થયો.

"મેહરબાની કરી લંડન, યોર્ક. ડબ્લીન, બર્મિંગમ, બ્રિસ્ટલ, લીવરપુલ, મેનચેસ્ટર, એડીનબરો, ગ્લાસગો વગેરે શેહેરોનાં તમારા

લાર્ડ મેયરો (શેહરી સમાજનાં પ્રમુખો) ને જણાવજો કે દખણ હિંદના ગવરનરનાં પ્રમુખપણા હેઠલની જાહેર સભાએ બ્રિટીશ પ્રજા પાસ મદદ માંગવાનો ઠરાવ કીધો છે. દુકાળનું જોર હદ ઓળંગી ગયું છે અને તે હરરોજ વધ્યું જાયછે. વર્સાદની હવે આશા રહી નથી અને ૨ કરોડ આદમી દુ:ખી થઈ ગયાંછે. મરણનું પ્રમાણ ૫ લાખનું બન્યુંછે અને તે વધ્યું જાયછે. તાકીદની મદદ અવશ્ય છે." મધરાસનાં શેરીફ તરફથી તા૦ ૪ થી આગસ્ટ ૧૮૭૭ ને દિવસે ઉપલો પેગામ તાર મારફતે વેલાતનાં "ટાઇમ્સ" પત્ર ઉપર ગયો હતો. એ પછી એક તાર લનડનના લાર્ડ મેયરપર કરવામાં આવ્યો અને તેજ વેળા પાર્લામેંટની છેલી બેઠકનું કામ સમાપ્ત કરતાં તાજ તરફનાં ભાષણમાં દુકાળને માટે મહારાણીજીએ અત્યંત દુ:ખ જાહેર કીધું. તા૦ ૧૨ મી આગસ્ટને દિને વેલાતમાં એક વગવાળી કમિટી નેમાઈ અને લાર્ડ મેયરે પ્રજાને નીચલા શબ્દોમાં વિનંતિ કીધી:

"Let not the appeal now at length made to us, fall unheeded. We have hitherto been too little concerned with the awful trial that has befallen our fellow-subjects; let us redeem the past by keeping it before our eyes and in our minds and hearts, until all that we can do is done in order that it may be overcome."

તુરત હિંદનો દુકાળ ઇંગ્લંડે પોતાનોજ ગણી લીધો, અને એક અઠવાડિયાનાં અરસામાં ૨, ૪૦,૦૦૦ રૂપ્યા તાર મારફતે કંઇ પણ

ખરચ બાદ જવા વગર મધરાસ આવી પુગ્યા જેમાં મહારાણીજીનાં ૫૦૦૦, પ્રીન્સ અને પ્રીનસેસ ઓફ વેલ્સ ૭૦૦૦, બેંક ઓફ ઇંગ્લંડ ૧૦,૦૦૦ લંડનનાં ગાંધીઓ ૧૦૦૦૦, લોર્ડ નોર્થબ્રુક ૫૦૦૦, બાદશાહી કુટુંબીઓ તરફથી ૫૦૦૦, વગેરે હતા, જ્યારે લેંકેશાયરના માતબર મિલવાળાઓ તરફથી ૧૦,૦૦,૦૦૦, બ્રીસટલ શેહર તરફથી ૫૫,૦૦૦, બરમીંગેમના ૭૯,૦૦૦, ડબલીન ૧,૩૦,૦૦૦ અને બીજી સેંકડો ગંજાવર રકમથી કુલે ૮૨ લાખ રૂપ્યા હિંદમાં દુકાળ નિવારણ માટે આવી પડ્યા. શેહરે શેહર અને કેટલીક મુદત વેર દુકાળનીજ સઘળે વાત ચાલી રહી. દેવળોમાં પાદરીની વાએજો, છાપામાં પ્રજા ઉશ્કેરણી, કલબોમાં દુકાળના સહરાગાતી હેવાલો, ઘરોમાં, નિશાળોમાં સઘળે હિંદી દુકાળ પૂર જોશથી ચરચાતો. આપણા ખેરખાહ મી૦ ડીગબીની "ફેમીન કેમપેન" માંથી એક અસરકારક ચિતાર મળેછે. "એક કુટુંબમાં ત્રણ નાનાં બાળકો હિંદી દુકાળની વાત સાંભળી પોતાથી બને તે મદદ કરવાને આતુર બન્યાં, અને એવો ઠરાવ કીધો કે તેઓએ પાંઉ સાથે સાકર યા માખણ ખાવું નહીં અને એક વર્ષ બાહેરગામ હવા ખાવા જવું નહીં. એમ કીધાથી જે પૈસો બચે તે હિંદી દુકાળ નિવારણ ફંડ માટે "મેનશન હાઉસ"માં મોકલી આપવો."

પરમાર્થી ભલી બાનુ મિસ ફલોરંસ નાઇટીંગેલની હિંદ માટેની દાઝ સ્તુતિપાત્ર છે. લોર્ડ મેયર જોગમાં એક કાગળમાં તેણીએ લખ્યું હતું કે—

"If English people know what an Indian Famine is—worse than a battle-field, worse even than a retreat, and this Famine too, is in its 2nd year—there is not an English man, woman or child, who would not give out of their abundance, or out of their economy. If we do not, we are the Turks who put an end to the wounded, and worse than they, for they, put an end to the enemy's wounded; but we by neglect to our own starving fellow-subjects; and there is not a more industrious being on the face of the earth than the ryot. He deserves all we can do."

"શું આપણી માનવંત સરકાર હિંદી સરકારને સલાહ નહીં આપી શકે કે દુકાળનાં આએ વખતમાં પ્રજાને પુરતો અનાજ આપવાની ગોઠવણ કરવી, દરરોજ આપણી વફાદાર પ્રજાનાં હજારો આદમીઓ ભુખમરાથી માર્યા જાએ છે અને મારા માનવંત મીત્રો તમો વીચારી શકશો કે તેમની તંગી કેવી દયાપાત્ર છે અને એક મતે કબુલશો કે રૈયતને સસતો ખોરાક અપાવવાની સરકારને માંથે ફરજ આવી પડી છે." આ સુખનો બાદશાહી રાજસભામાં જોન સ્તુઅર્ટ મિલ બોલે છે અને તુરતજ તાજ તરફથી બચાવ રજુ થાએ છે કે "છેલ્લા બોલનાર મારા હોનરેબલ મીત્રએ તમારાં મનપર સરકારની ફરજ વીશે કંઇ અસર કીધેલી જણાએ છે પણ એ મીત્ર ભુલી જાએ છે કે હિંદી સરકારની હાલની રાજનીતી એમની સૂચવેલી રાજનીતીને અનુસુરતી છે. એઓ

પોતાની અર્થ-વિદ્યાની (પોલીટીકલ ઈકોનોમી) ચોપડીમાં "ફ્રી ટ્રેડ" યાને પ્રજા વેપારની હિમાયત કરે છે અને સરકારને વેપારી કામમાં ઝીપલાવવાને ખુલ્લી મનાઇ કરે છે. જો એ લખતી વખતે હિંદી દુકાળનો એમને ખ્યાલ આયો હતે તો કંઇ અપવાદી (Exceptional cases) દલીલો રજુ કરી સરકારને વેપાર કરવાની છુટ મુકતે એમ હું ખાત્રીથી માનું છું."

મધરાસની સરકારે સંકટ નિવારણું હેતુથી હજારો તન ચોખો ખરીદવાનો જે ખાનગી કરાર કીધો હતો તેને લોર્ડ લીતનની સરકારે ઝંઝેરી કાઢયો હતો, અને સરકારનો દરજ્જો ઉતારી પાડનારાં એક કામ લેખે ગણી મધરાસની સરકારને ઠપકો લખી વાલ્યો હતો જે પરથી ઉપલી તકરાર પાર્લામેંટની સભામાં ચાલી હતી. ફૈમીન કમીશનનાં રીપોર્ટમાં પણ અનાજની સરકારી મદદને ગેરવાજબી ગણેલી છે કેમજે વેપારનાં વેહેવારમાં ખોટ પડવા સાથ લોકોને આઈતાં પર તરાપ મારવાની ટેવ પડે છે. પણ તેમ વળી અનાજવાલાનાં અઘટીત આકરા આંકડાઓ આંકોશ અંદર આવે એ અવસ્ય છે, અને એવા અસાધારણ એયામમાં, એમના આપખુદી એકસંપના અટકાવ અર્થે પ્રજાને કાએદાનું રક્ષણ મલવું જોઇએ કેમજે કણ્યાઓનાં એકસંપથી લોકોની નાચારીનો ગેરલાભ લેવા ઉપરાંત દામ પ્રમાણે માલ નહીં આપવાનો ઠાગો કરેલો કેહેવાય.

એ દુકાળ જેટલો જબરો હતો તેટલો વિસતારેલો હતો નહીં. આપણી સરકારની કેટલીક કઢંગી ભુલો, ઢીલ અને બેદરકારીનો

વિચાર કરવા સાથે પણ કેહેવું જોઇએ કે પ્રજા કલ્યાણનો જે ધર્મ તેમને માટે હતો તેને પોંહોચી વલવાને કેટલાક સરકારી અમલદારોએ, અંગ્રેજી છાપાએ અને સ્વતંત્ર પ્રમાર્થી ગ્રહસ્થોએ કશું બાકી રાખ્યું નહીં અને જો એવીજ ખુબી હોણનાં દુકાળમાં પ્રગટ પામે તો દુઃખનું તારણ થાએ.

એ દુકાળમાં મુંબઈ ઈલાકામાં ૩૦ લાખ આદમીઓને સંકટ નિવાર્ણ કામપર રાખ્યાં હતાં અને ૭ લાખ ભુખ્યાં બાલકોને દીવસે એકેક પૈસો વેંહચવામાં આવતો હતો એ પાછળ એક કરોડ ૧૫ રૂપ્યાનો ખર્ચ ગણાયો હતો. એ વખતમાં ધોંડ-મનમાર રેલવેની સાખા બાંધવામાં આવી હતી. બાહેર ગામનાં લોકો મુંબઈ શેહેરમાં દરોરો નહીં પાડે એવી મકસદથી સીવ અને થાણામાં દેખરેખ રાખવાની ચોકી સ્થાપવામાં આવી હતી. ખાનગી સખાવત કમાર્ગે જવાની કેટલીક ફરીયાદ ઉઠી હતી અને કાઉનસીલનાં એક સભાસદ મી૦ ગીબ્સના કેહેવા મુજબ લોક અનીતીમાન બની ગયું હતું. " So grave an evil did miscellaneous charity seem to me...........some interferance on the part of Govt., would then have become an absolute necessary."

એ ઈલાકાનું મરણનું પ્રમાણ દર સાલની આવરેજ કરતાં ૮ લાખ વધતું હતું. નીઝામનાં મુલકમાં લગભગ ૧ લાખ આદમી દસ મહીનાં તુલક સરકારી તીજોરીમાંથી ભાતું મેલવતું હતું અને તે પાછલ ૧૩ લાખનો ખરચ તથા ૨૭ લાખ રૂપ્યાનો જમાવેરો માફ કરવામાં આવ્યો હતો.

મધરાસ ઇલાકામાં એનો ત્રાસ ભારે હતો અને ૨૧ પરગણાંઓમાંથી ૧૪ માં દુકાળની અસર વધતી ઓછી હતી જેમાં બે કરોરની વસ્તી હતી. એ ઇલાકા પાછલ ૭ કરોર રૂપીયાની ઉપર ખરચ થયો હતો ને ખાનગી સખાવત જુદી. વળી બે કરોર રૂપ્યાનો જગાવેરો દુબત ખાતે લખી વાલ્યો હતો. એ ગંજાવર ખરચ સાથે પણ એ ઇલાકામાં ૧૮૭૮ ની આખેરીમાં ૩૦ લાખ દુકાળ્યાં મરણની ગણત્રી કેહવાએ છે.

"નોર્થવેસ્ત પ્રોવીનસીસ"માં ૪૦ લાખ માણસો યાને ત્યાંની વસ્તીનો ૧૦ મો ભાગ દુકાળથી સપડાઓ હતો અને તેમનાં તારણ માટે ૩૫૦ લાખ રૂપ્યા સરકારને કહાડવા પડયા હતા. ૧૨ લાખ જીવ એ વમળમાં કબજ થએલા ગણાએ છે. દુકાળથી પાક અને બીજા નુકશાણનાં આંકડા ૧૭ કરોર રૂપ્યાનો કેહેવાએ છે. માયસોર પ્રાંતમાં ૨૯ લાખ આદમીઓ દુકાળથી દુઃખી થયાં જ્યારે લગભગ ૭ લાખ જાણ ભોગ થઈ પડેલાની ગણત્રી કેહવાએ છે.

એ પ્રમાણે ત્યારે ૧૮૭૬-૭૮ ના દુકાળમાં કુલે ૩ કરોર ઉપર લોક પીડાયું હતું જેનો ચોડો ભાગ ભુખમરાનો ભોગ થઇ પડયું. સરકારને ૧૧ કરોર રૂપ્યા તીજોરીમાંથી ઉપાડવા પડયા (ચાલુ સદીનાં સઘલા દુકાળો પાછળ સરકારને ૨૪ કરોર રૂપ્યાનો ખરચ થએલો ગણાએ છે જ્યારે હાલનો દુકાળ એ ગણત્રી મુજબ ૧૦-૧૫ કરોર રૂપ્યા લેશે.) એવા દુકાળથી આપણો ગરીબડો દેશ વધુ ગરીબ થાએછે કેમજે જે સેહજસાજ રૂપું હિંદીવાણો સંગ્રહી

શકેછે તે દુકાળનાં વખતમાં સાફ થઈ જાએછે, જે ઉપરાંત હુનર ઉદ્યોગ દબાતો જાએછે. એવા દુકાળથી વસ્તીનાં પ્રમાણ પર ફાએદાકારક અસર થાએ છે કેમકે દુકાળમાં મરણો ઉપરાંત તે પછીનાં વરસોમાં વૃધ કમી થઇ જાએ છે.

વાયુચક્રશાસ્ત્રને આધારે એવું કેહવામાં આવે છે કે ચોકશ વરસે આપણો મુલક દુકાળનાં વમળમાં આવવો જોઈએ અને તેવાં વરસની જે નિશાણો આકાશ પર હોવી જોઇએ તે હાલ છે. કેટલાકોનું કેહવું એવું છે કે દુકાળ પડયો એમ કયારે કેહેવું કે જ્યારે તેવાં વરસની આગમજનાં વરસમાં પણ પાકની તંગી યા ઓછો પાક હોવો જોઈએ. ગયે વરસે ઉત્તર હિંદમાં એવી અછત હતી અને તેથી આ સાલ દુકાળનું થવું જોઇએ. વળી એમ પણ કેહેવાએ છે કે એ દુકાળ આખા મુલક પર પડશે અને તે ઝાઝો લંબાશે. એ દુકાળ હવે આવી પડયો છે એ તો નક્કી છે અને ગામેગામ નાનાં બાંધકામો શરૂ કરી પીડાતા લોકોને ખોરાક આપવાનાં સરકારી હુકમો અમલમાં મેલાયલા માલમ પડે છે.

આપણા ઈલાકાની સરકારે જુદી જુદી યાદી અને નોંધની દુકાળની એક વિગતવારે કાયદાપોથી બાહેર પાડી છે અને પોતાનાં ખીદમતગારોને ચોક્કશ સત્તા આપી દુકાળ સાંમે લડત કરવાને ફરમાવ્યું છે. આપણે ચાહિશું કે એ કાયદાપોથી પોતાને ખરી પાડી આપે અને રૈયતને કમોતે કચડાતી બચાવે તથા એમાં સમાવેલી બાબદો જેટલી સંપુર્ણ છે તેવું સંપુર્ણ કામ બજાવાય અને છેલ્લા દુકાળનાં વખત જેવી

કેટલીક કસુરો અને નુકશાનકારક બીના આ વેળા નહી જણાએ. કેટલેક ઠેકાણે કન્યાઓનો દોર હાલમાંજ વધી ગયો છે અને સરકારી અનાજ વેચવાની દુકાણો ઉઘાડવાની રીતી એ કાએદાપોઠીમાં ચોક્કશ અપવાદો સાથે સ્વીકારેલી છે અને તે જો અમલમાં તુરતાતુરત મેલાએ તો દાણાવાલાઓને ચેતવાને બને.

નિત્રાણુંમાં બાંધકામપર કોણને અને કેવા સંજોગો વચ્ચે કામે લગાડવા એ એક અગતની બીના છે અને તે જેમ એ કાએદા પોઠીમાં જણાવી છે તેમ વાજબી લાગે છે પણ છેલ્લા દુકાળ વેલા કેટલેક ઠેકાણે લોક ભુખે મરવાનું પસંદ કરી એવાં બાંધકામપર નહીં જવાનો સંપ કરતા હતા અને તેનું કારણ એમ જણાવતા કે તેઓ કામ કરવાને કેટલા લાએક છે તેની તપાસ કરવાનાં બહાનાં હેઠલ તેમનાંપર જુલમ પાડવામાં આવે છે.

"Blows and boxes are given on the chests of the labourers and if anybody complains of the pain caused by the blows he is rejected as infirm."

પુણાની સારવજનિક સભાની દુકાળને લગતી તે વખતની ૪થી યાદીમાં આ બીના જણાવેલી છે અને તેની સચ્ચાઇ તે વખતે પુરવાર થઇ હતી.

આ વિશયનાં પેહલ્લા અંકમાં જણાવ્યું છે કે આવતો દુકાળ યાને આવી ચુકેલો દુકાળ આગલા દુકાળોને વીસરાવે એવા સંજોગ જણાએ છે. તેનાં સબબમાં તો આ વેળાનો દુકાળ આખા મુલક

પર પડેલો છે અને ત્રણે ઇલાકાઓ તથા ઉત્તર, દખણનાં જુદા પ્રાંતોમાં સઘળે ઠેકાણે પાક કમી ઉતરવાની ફરીયાદ છે. વળી સખત ગરમીને સબબે પાણીની ટીપણી પણ ચાલવાનો સંભવ છે. વળી જો શિયાળો સખત થયો તો ભુખમરાંનાં મરણોમાં મોટો ઉમેરો થવાનો. સરકારી તીજોરીઓ ભાર ખમી શકે એવી ફાજલ બતાવતું નથી અને એક વેળાનું દુકાળનું વિમાં ફંડ તો "ગોરા બ્રાહ્મ-ણાઓનું" હુંડીયામણની ગલતરનું ખોરાક થઈ પડયું છે.

આપણા મુલકમાં જ્યાં પાક સારો થયો છે ત્યા વળી કીડા અને બીજાં જાનવરોએ નુકશાન કીધેલું કેહવાએ છે. વલી પર મુલકોમાં પણ આ વેળા ઘંઉનો પાક કમી ઉતરેલો છે. વેપારને માટે વરસ સુકું છે. મુંબઈનાં બારાંમાંથી એક પછી એક સ્તીમરો માલની અછતને લીધે ખાલી (Ballast) ચાલી જાએ (જેમ આએ વરસે બન્યું તેમ) એવો બનાવ આગળ જણાએલો નથી. બીજી રીતે પણ રોજીનાં સાંધણો કમતી થતાં ચાલ્યાં છે. અને શરૂનાં હિંગામમાંજ લોકો ગાય ઢોર બચ્ચાં છોકરાં વેચવા નિકલ્યાં છે એવી ગરીબ હાલતમાં છે. કેમજે આગળા વરસની મોઘવારીથી પુરાંતમાં નાણું યા ખોરાક મલે નહીં. વળી મરકી અને રોગ જે દુકાળની સેવટે પ્રગટ પામે તે આ વેળા અત્યારથી નાશ કરે છે. ભુશાવલથી એક ખાનગી કાગલમાં જણા-વ્યામાં આવે છે કે લોકો મૈલો દુરનાં ગામડાંઓમાંથી ચાલી આવી અનાજને માટે તવલેછે અને સેવટે ૪ આનાની કીમતે બાલ બચ્ચાને વેચવા નીકલે છે અને નહીતો તેમને રસ્તે મેલી ચાલ્યાં જાએછે.

એવું કેહવામાં આવે છે કે અમેરીકા અને બીજા મુલકોમાંથી ધઉંની આયાત કરવાને કેટલાક વેપારીઓ મડયા છે. એ ઉપરાંત ઈજીપ્ત, પરશીઅન ગલ્ફ અને બીજા દેશો ખાતેથી મકાઈ જવ વગેરે મંગાવી શકાશે. ( કોઇ શાહશીક પારસી વેપારી પેહડી એ વેપારી નવી વલાંણ નહી અમલમાં મેલી શકે. શેર સટાનાં વખતમાં જ્યારે રૂનો પાક ખુટી બેઠો હતો ત્યારે ચીનથી હયાંનાં બંદર માટે એક પારસી પેહડીએ પેહલવેહલો રૂ મોકલવો શરૂ કીધો જે તે વખતે ખોટનો વેપલો ગણવામાં આવ્યો પણ તુરતજ તે માલ આવી પુગવા આગમજ એકને દાખલે બીજી પેહડીઓએ ચીનથી હયાં રૂ મોકલ્યો હતો જેનો સારો નફો થયો હતો. વ્યાપારમાં હિમત અવશ્ય છે અને આ નવી વેપારી રૂઢીમાં જો કોઇ હિમત કરે તો બનવા જોગ છે કે હિંદને માટે કંઇક બજારો ઉઘડી શકે.)

એ ત્યારે હિંદનો છેલ્લો અવતાર છે, અને તે કૃપાલુ કાદેરની કુદરત પોતાની કરામતથી સઉને રક્ષણ આપે એમ વિચારી આ વિશય સમાપ્ત થાએ છે.



